  



# મહાત્માશ્રીસુર્યદાસજીનો

## સ્વર્ગવાસ યાને અમૃતરસ.

ભક્તિરસથી અને સરસ રાગ રાગણીથી ભરપુર ગરબી
અને ગરબાઓ ભક્ત ભાંડુઓ અને
નિતિપાત્ર મનુષ્યો માટે.

---


**બનાવી પ્રસિદ્ધ કર્ત્તા.**

**જાગીરદાર અમૃતભારતી સુરજભારતી સ્વામી.**

**અમદાવાદ દુધાધારીની વાડી.**


---


આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦

અમદાવાદ પાનકોરને નાકે મનહર પ્રિન્ટિંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપ્યું.

---

સંવત ૧૯૬૮. સને ૧૯૧૧.

કિંમત અમુલ્ય.

# अर्पण पत्रिका,

જગત પાળક, મહા પ્રભુજી **મોરલીધર મહારાજ શ્રી** અને તેઓશ્રીના સુઆશ્રીત પરમ ભક્ત શિરોમણી વંદન કરવાને લાયક પરમ પવિત્ર માહાત્માજી



**શ્રી આત્મારામજી શ્રી ૧૦૦૮ ની પવિત્ર સેવામાં**

ઠે. અમદાવાદ દરિયાપુરમાં મોરલીધર મહારાજના મંદિરમાં.

**પ્રતે શેવકની પ્રાર્થના** એ છે જે—શ્રીમાન વંદન કરવા લાયક, સર્વે તત્વોથી નિપુણ અત્યંત ધૈર્યવાન, સમર્થ, પ્રતાપી, પુણ્યરૂપ, દયાસાગર સમદ્રષ્ટીવાન ભક્તિ સ્વરૂપ, મહાન ચક્ષુવાળા મહાત્માજી **શ્રી સર્યુદાસજી ગુરૂ ભગવાનદાસજીએ** પોતે અમદાવદ દરિયાપુરમાં મોરલીધર મહારાજના મંદિરમાં આપની સાથે રહી સિદ્ધ મહાત્મા તરીકે પેહેલા કહાડી, લોક કૃતાર્થ કાર્યો કરી, ભકત જનોને ઉપદેશ આપી, સુધારો કરી, પોતાનું જીવન અમર કરી સ્વર્ગસ્થાને સિધાવ્યા છે. તેઓ શ્રીની સથે ઘણા સમયથી આપનો સેહેવાસ અને ભકિતભાવનો સંબંધ જોઇન્ટ હોવાથી, તેમજ આપ પણ તેઓશ્રીના સમાન સમદ્રષ્ટીવાન, અને દેવચક્ષુવાન મહાનજ્ઞાતા હોવાથી તેઓશ્રીની માફક તત્વજ્ઞાન રૂપ અમૃતરસથી કથામાં શ્રોતાઓને હંમેશાં આનંદ અને શાન્તિ આપો છો. એ શ્રોતાઓનાં અહો ભાગ્ય સમજી તેવા મહાન ઉપકારને અર્થે આપને ગુરૂ મહારાજ ગણી અત્યાનંદ પામી આ લઘુ પુસ્તક નમ્રપ્રાર્થના સાથે આપ વડિલશ્રીની અને સ્વર્ગવાસી મહાત્માશ્રી બંનેની પુર્ણ રીતે યાદગીરી રહેવા સારૂ નિસ્વાર્થ ભકિત વડે આપની સેવામાં અર્પણ કરૂ છુ તે સ્વિકારી કર્તાર્થ કરશોજી એજ પ્રાર્થના છે. તા. ૮-૧૨-૧૧

લી. સેવક,

**એમ. એ. એસ. સ્વામીના પ્રણામ.**

ગાયન (૧) પ્રથમ મંગળા ચરણમાં

સાખી.

ગજાનંદ ગુણ ગાઇને, કરો વિચારી કામ;
તોતો ફળ સહુ પામશો, સુખી થશો સહુ ઠામ.
માટે નામ લઇ હવે, ગુણ ગાવા આવાર,
ગુરૂજી સર્યુદાસનો ધન્ય ધન્ય અવતાર

ગાયન (૨) રાગ પ્રભુતણું નામ લેને તું તો પ્રાણીરે

ગુ રૂ તણું નામ સંભારો ને સરવેરે
રૂ ડુ થાશે પોતાનું કામ—ગુરૂ તણું નામ.
શ્રી શાંન્તિ તણા જે દાતારે.
સ રયુદાસજી ગુરૂ કેહેવાતારે,
ર હ્યા અચળ ભજનથી ગવાતા—ગુરૂતણું નામ
યુ વા વૃદ્ધ અને કોઇ બાળારે,
દા તા શેઠ ઠાકોર કે પાળારે;
સ રયુદાસની જપતા જે માળા—ગુરૂતણું. નામ.
જી ભે હરિગુણ રોજ ગવાતારે,
મ હા બોધ કથા માંહી થાતારે;
હા રોહાર બહુ લોકો ભરાતા—ગુરૂ તણું નામ.
રા મ શરણે થયા તેહ જાણીરે,
જ પવા એક સારંગ પ્રાણીરે;
કી ર્તિ એવા ગુરૂની વખાણી—ગુરૂતણું નામ
જ શ પ્રસર્યા ગુરૂ એહ આજારે;
ય થા ભકિત થકી વધી માઝારે;
જે ના જગત મહીં જશ તાજા—ગુરૂતણું નામ.

ગુજર્યા તે દિવસની દીલગીરીનું ગાયન(૩)રાહ તારા મનમાં જાણે
જે મરવું નથી જો.

મહારાજ સર્યુદાસજી, સ્વર્ગે ગયા જો,
દેવ અંશ દેવતા સમાન, દેવ થયા જો.—મહારાજ [ટેક]
ધન્ય ધન્ય આજ માસ કાર્તિકને જો;
કૃષ્ણ પક્ષ તિથિ ત્રીજ તેને ધન્ય ધન્ય જો.—મહારાજ
સાલ ઓગણી અડસઠની આવી મળીજો
તે દિવસે ખરી ગઇ આ રત્ન કળી જો—મહારાજ
ધન્ય ધન્ય મહારાજ ધન્ય આ ઘડી જો
સ્વર્ગ વાસ થવા દેહ આપની પડી જો--મહારાજ
શેહેર અમદાવાદમાંથી કોહી નુર ગયુ જો
સૌ ભક્ત ભાંડુ આપથી વિખુટુ થયું જો—મહારાજ
પ્રભુ શાન્તિ દેજો સ્વર્ગવાશી તાજને જો.
એવી પ્રાર્થના છે નાથ સર્વ સાથની જો—મહારાજ

---

ગાયન (૪) રાહ. એ જન ઉપરનો.

મહારાજ સુર્યદાસને સંભારીએ જો
જેના બોધ ઉંડા અંતરે વિચારીએ જો—મહારાજ
સત્ય ગુણથી ભરેલ જે ગુરૂ થયા જો
ભક્ત ભાંડુને છેડી એ સ્વર્ગે ગયા જો—મહારાજ
ધન્ય ધન્ય વાણી મહારાજ સાંભરે જો
મુખે કે મળી તે સાંભળી ચિત્તે ધરે જો—મહારાજ

બોધ દેઇ ક્રોધ સર્વના સમાવીયા જો.
ભકત ભાંન્ડુ જેના હ્રદયને એ ભાવીયા જો—મહારાજ
કૃર બુદ્ધિના મનુષ્યંને સુધારીયા જો
રંક રાય બેઉ એક સરખા ધારીયા જો—મહારાજ
ગુરૂ ગુણુ શું વિનવીએ અમે મુખે જો
એક રત્ન સમ અવતર્યા જે માતૃ કુખે જો—મહારાજ
અમદાવાદ શેહેર માંહી કથા આપની જો
સુણી તેણે ખોઇ બુદ્ધિ બધી પાપની જો—મહારાજ
એવા શાંન્તિ દાતા સ્વર્ગે સુખ પામીયા જો
જેના જગતમાંહી જશ અતિ જામીયા જો—મહારાજ

---

ગાયન (૫) રાહ. લલિતછંદની દેશીનો.

અરેરે હે પ્રભુ આમ શું કર્યું, અડસઠ સાલનું વર્ષ કયાં મળ્યું
માસ કાર્તિક પક્ષ કૃષ્ણને ત્રીજ એ દિને આ મૃત ઢળ્યું.
ગુરૂજી ગયા ગુરૂવારે રે તે દીને કંઇ ના અમે કળ્યું
દીન બપોરના વખત માંહી જે ગુરૂજી અંગતે અગ્નીમાં જળ્યું
અરેરે હે વિભુ આમ શું કર્યું રત્ન કિંમતી જે ખરૂ હર્યું.
ભકત ભાંન્ડુનું શાંન્તિ સ્થાન તે, શાંન્તિ સ્થાનને તેજહિંણ કર્યું.
ધર્મ સ્તંભ બે શાંન્તિ સ્થાનમાં, તેહમાં પ્રભુ આશું આદર્યું
એક નેત્ર તે નેત્રમાં નહિં, એમ કહેવતે કથનીમાં કહ્યું.
તેહ જાણીને શ્રી હરિ હવે, આણજ્યો દયા શુ ઘણું કહું.
ધર્મ સ્તંભને આરોગ્ય રાખજો, એમ વિનતિ કરે અતિ સહુ
વિશ્વના પતિ ગહન છે ગતિ, અમ બાળની મુંઝાયછે મતિ;
માટે રે વિભુ ઝાપવું ના કરો, અર્જ બાળોની ઉરમાં ધરો.

## સાખી.

અરજી છે સહુ સાથની, લેજો પ્રિતે હાથ;
શાંન્ત સર્યુદાસને, દેજો હે દિનનાથ.
વળી શાંન્તિ દયો સર્વને, ગુરૂપદ આત્મારામ;
ગાદી પર તપજો અતિ, મોરલીધરને ધામ.

---

ગાયન (૬) રાગ. હરિગીત છંદની દેશીનો.

રૂડુ શેહેર અમદાવાદ જે, પ્રખ્યાત છે સોહામણું;
તે શેહેરમાં દરિયાપુરે, મંદિર પણ શોભે ઘણું.
મંદિર મોરલીધર તણું ત્યાં દેવ બહુ દિપી રહયા;
મહારાજ સર્યુદાસજી જે મહાત્મા પણ ત્યાં થયા. [૧]
તે નામને સંભારતાં સહુ પાપ નાશી જાય છે;
પણ દેહ તે સ્વર્ગે જવાથી ભક્ત દુઃખીયા થાય છે.
શુભ નામની શરૂઆતથી રળીયાત સહુ રૂદયે થયા
સહુ શેવકો વિનાત કરે જે દેવની હોજો દયા. [૨]
કડવા કુળે કાયા ધરી પણ મન વિષે મીઠાશ જે
સંભારતાં સેહેવાય નહિં એવીજ રહેણી ખાસ તે
ગુરૂ ગયા સ્વર્ગે થકી અરજી કરો અવિનાશને;
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. [૩]
એક અંગૂ જે અદભુત યોગી એજ આ શેહેરે થયા
સૌ ભક્ત ભાંન્ડુ સાથને બહુ બોધ દઇ સ્વર્ગે ગયા.
તે ભક્ત જન દુઃખીયાં અતિ સંભારતાં આવાસને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. (૪)
સુશીલ પ્રતાપી શાંન્તિસાગર નમ્ર પુરા ભક્ત જે

બિરાજતા દરિયાપુરે શ્રી ભકત જનના તખ્ત તે
શુભ સમયમાં બહુ બોધ દઇ કાઢી સહુ કચાશને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. [૫]
પરદુઃખ દેખી દિલ તપે દિલ થઇ ઉદારદયા ધરે
તે દુઃખીયાનું દુઃખ કાઢી શાંન્તિ તેને બહુ કરે
આપી ભુખ્યાને અંન દાન, હરે ક્ષુધાપી પાસને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. [૬]
દારો પરે દુઃખીયા દીઠા જે જે નરોકે દેહતે
ભલે રંક હો કે રાય હો ઉતાપ જાણ્યા એહતે.
નાના અને મોટા સહુ, સરખા હતા એ ખાસને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. (૭)
જોયા નહિં આવા પ્રતાપી ભકતજન શિરોમણી
આ અવસરે આવી મળીજે ખોટ ગુરૂજી તણી
બહુ પ્રેમ ભકિત જેહની તે નેમધારી વાસને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. (૮)
આ શેહેરને પરદેશમાં કિર્તી અતી ગાજી રહી
ગુરૂતણા સિંહાસને, મુર્તિ અમારી ગુંમ થઇ
માટે અમો સહુ યાચીએ, શોભાવજો આ વાસને;
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. (૯)
છેહલે વિનવીએ શ્રી હરી, અમ દાસ પર મરજી કરી
કરજો કરૂણા જેહ કે, ગુરૂ મળે અમને ફરી
એ અન્ય જન્મે જરૂર મળજો, એમ આશા દાસને
વૈકુંઠમાં શાંન્તિ હજો, શ્રી ગુરૂ સર્યુદાસને. (૧૦)

---

ગાયન (૭) રાહ. ઓધવજી સંદેશો કેહેજ્યો શ્યામને

હે સદ ગુરૂજી શું છોડીને ચાલ્યા ગયા
અમને તજીને સ્વર્ગે ગયા મહારાજજો
કોનીરે સંગાથે પોથી વાંચશો.
શોભાવ્યું છે ધ.મ.:અને શુભ નામ જો—સદગુરૂજી

હે તમ ગએ તો દુઃખી આ સહુ સાથછે
આવું ઘટે નહિં તમને પ્રાણાધારજો
ભક્ત જનોનાં હ્રદય અતિ અકળાય છે
તમો વિનાતો બેઠક ખાવા ધાય જો.—સદગુરૂજી શું

હે ખોટ પડી છે આપની અમદાવાદમાં
દરિયાપુરમાં મહાન કથા કેહેવાય જો
તે શ્રોતાજન વિયોગથી દુઃખીયા થયા
પણ નવ આણી મેહેર ગુરૂ મહારાજ જો—સદગુરૂજી શું

હે બોધ દઇને ક્રોધ સમાવ્યા જન તણા
અમૃત વાણી આપી ટાળ્યા તાપ જો
ભુખ્યાને તરસ્યાના પાળક કયાં ગયા.
એ લોકો બહુ વાટ જુએ મહારાજ જો—સદગુરૂજીશું

હે સંભારીને રૂદન કરે નર નારીઓ
બાંણુ વાએલાં વચન તણાં મહારાજ જો
એ વચનો સંભારી સહુ શ્રુશકે રૂએ.
પણ નવ આણી લેશ દયા મહારાજ જો—સદગુરૂજી શું

હે દેશ અને પરદેશ મહીં પ્રખ્યાત છો
સાંભળતાં સહુ દુઃખી થશે દિલ સાથ જો.
એવોરે ભકિત રસ ભુલવી કયાં ગયા

તરછોડયાં શું અમને ગુરૂ મહારાજ જો—સદગુરૂજી શું.
હે વડાલા ગુરૂજી અમર તમે તો અહિં થયા
સ્વર્ગ તણું સુખ ભોગવવા મહારાજ જો
ભકિતરૂપ હથિઆરો બાંધીને ગયા
વિસાર્યા સહુ શેવકને મહારાજ જો—સદગુરૂજી શું
હે છેવટમાં પ્રભુ શિષ્યો કહેછે એટલું
દાસ તમારા આશ ધરે ઉર માંહ્ય જો
સ્વામીની આ અરજી ઉરમાં ધારજો
વ્હાર કરજો અંત સમે પ્રભુ આપજો—સદગુરૂજી શું

સાખી.

ગુરૂ સ્વર્ગે પહોંચી ગયા, પણ ગુરૂ આત્મારામ
આયુષ દીર્ઘ વધારજો, એ આશા છે રામ.

# પ્રકાર ૨ જો.

## (૧) ઇશ્વર પ્રતે સ્તુતિ.

જય જય જય જય સુખકારી.......હું શરણ ચહુ મોરારી
પ્રભુ અકળ ગતિ છે ત્હારી, શુ ગુણ વિનવું ગિરધારી
હું ખરે બન્યો જંજાળી, આવારણ દેજે ટાળી;
દિન દાસ તણાં કૃત ભાળી, જગ પાળક લે સંભાળી

**સાખી.**

માયા બૂરીમાં પડયો, ભવ સિંધુની માંહ્ય
શરણુ તારૂ લેઈ તરૂ, એવી કરજે છાંય.

જય તારક, સારક, પામર, પાળક, (૨), પુરૂષોતમ ભગવાન
વિનાયક જયજય

ભકત તણાં દુઃખ કાપવાં, એ છે તારી ટેવ;
જગત દધીનાં પ્રાણીયો, કરે તાહારી સેવ
જય જગપતિ, કૃપા અતિ, કરી શુભ મતિ દે (૨) વિશ્વ
તણા આધાર સ્વામી જય જય

નરસૈયો સુરદાસને, અમરીષ આદિ દેહ
અપાવની મીરાં અને, શબરી તારી તેહ
જય અંતરયામી, છો સુખધામી (૨) પાળક પોતે છો મહા
નામી—જય જય

---

શ્રી હરિભકતો તથા સત્ય ગુણી મહાત્માઓના કલ્યાણાર્થે

ગરબો (૨)

**રાહ વટ સાવિત્રી વૃત આજ પુરણકરીએરે.**

સૌ ચલો સંગે આજ, સત સંગ કરીએરે
મળ્યો રૂડો મનુષ્ય અવતાર સફળ તે કરીએરે....ટેક
કરે વેદ શાસ્ત્ર પોકાર સત સંગ કરજ્યોરે
લેઇ રૂડુ પ્રભુનુ નામ, ભવ દધી તરજ્યોરે
આ દેહનોરે ભરૂંસો ન કરીએ
આળસ અંગે જરી નવ ધરીએ
જોતા જોતામાં જાવું છે ચાલીરે,
હાથ મુંઠીએ ખાલી

સાખી.

મંદિર ઝરૂખાં માળીયાં, પુત્ર ધન પરીવાર
સાથે કોઇ આવે નહિં, માત તાત કે નાર....સૌ ચાલો
સાથે આવે પુન્યને પાપ દિલમાં ડરવું રે
એવું ધારી અંગે આજ દાનજ કરવું રે

3759



રિતી આ વૃતતણી સાચવો તમો
માયાના ફંદને શું ફેરવી ભમો
જુઓ જુક્તિ છે એક રચેલીરે
માયા બંધની થેલી
જુઠો જગનો સંચ છે જુઠો વેઠેનો ભાર
જુઠી માયા માંણવી, જુઠો માયા સાર ...સૌ ચાલો
માટે માયાનો વિસ્તાર શું વિનવીએરે
મુદગરને માથે માર તે શીદ ખપીએરે
પરમારથમાં પ્રિતીજ કરીએ
મુખડામાં પ્રભુ નામજ ધરીએ
વાગભારતીની દાદ માનીરે
મનના મુકો દીવાની.... ....... ..................સૌ ચાલો

ગરબો (૩) રાગ. પુનેમ ચાંદની ખીલી પુરી અહિંરે
આવો અવસર ફરી મળશે નહિંરે
તેનો કરી લ્યો સુ મનથી વિચાર
હેતે હરીને ભજી લ્યો પ્રાણી ભાવથીરે..........(ટેક)
મળ્યો પારસમણીને ખોતા નહિંરે
જુઠો જોઇને માયા કેરો ફંદ..................હેતે હરિને.

સાખી

બાજીગરનો ખેલ આ, જુઠો છે નિરધાર
મૃગજળ તદવંત જાણીને, ધરજ્યો પ્રભુથી પ્યાર
પ્રિતે ગાઇ લ્યો ગુણ ગોવિંદનારે
ફરી મળે નહિં આવો રૂડો દાવ,.......હેતે હરિને.
સંસાર સમુદ્ર અથાગ છે, કોઇ ન પામે પાર

નામજ ન્હાવે જો ચઢો, ઉતરશો ભવ પાર
આ અવસર સરસ મળ્યો અહીંરે.
માટે કરી લ્યો સુ મનથી કરાર..........હેતે હરિને.

નામ શિરોમણી જગતમાં, વેદ પુરાણ શ્રુતિ સાર
શ્રવણ કરો સુખ પામવા, ભક્તિ ખાંડા ધાર
કરજ્યો કરમ તણાં દુઃખ કાપવારે
નહિં તો રઝળશો અધવચ બહાર ....હેતે હરિને.

જુઠો જગનો ભાર છે, જુઠી માયા ધાર
જુઠું સાચું જે કરે, તે ખાવાને માર
એવું નકકી જાણો જીવન તણું ફળ એહ છેરે.
ભકિત કરવી તનથી તેજ તર્યાનું ન્હાવ....હેતે હરિને

રામ નામ શુભ કામથી, નહિ પામો કોઇ હાર
વાગભારતી વિનવે, ધરજ્યો હર્દય મોઝાર.
કહુ આળસ ન કરશો અજાણથીરે
મુકી દેજો પ્રાણી મન અહંકાર..........હેતે હરિને.

**ગરબો (૪) રાહ રૂડી રઢીઆળી રાત રૂડી રઢીઆળી રાત.**

મળ્યો મનુષ્ય અવતાર, (૨) હારો શું કાઢે પ્રાણી લોકમાં,
કર મનમાં વિચાર (૨) મોકુયો શું ફંદે મુરખ ફોકમાં (ટેક)
મળે લૌકિકનું સુખ આંપ (૨) લગી જીવન રહે તનમાંહ્ય (૨)
આ મોકુયો શું ફંદે મુરખ ફોકમાં..................મળ્યો.

**સાખી.**

આવો આ અવસર મળ્યો, મણી સરખો તે જાય;
સમજુતો સમજી જશે, પણ પામર ગોથાં ખાય
માટે મન મુરખા જાણી લે જાગી,

પ્રભુને ભજમન માયાને તાગો.....................મળ્યો.

દિલગીરી આ દુઃખ તણી, મુક્ત થવા ભજ્યનાથ,
માયાને જુઠ જાણજે; કુંચી છે તુજ હાથ.

થવા ગતી મતિ ઉર આણી લે પ્રાણી;
જવા સમ સત્ય નથી બીજું લે જાણી........મળ્યો.

માયા દુઃખ અવનિ ઘણું, વણ સમજે કયમ જાય
અંધારૂ માયા તણુ, દિપકથી દુર થાય.

માટે કર્ય સતસંગ સાધુનો જાણી;
દયા નિતિ ધૈર્ય ધર ઉલટ આણી...............મળ્યો.

ડુંગર સમ અજ્ઞાનને, ઝાઝી લાગે વાર;
પણ જ્ઞાનીને જ્ઞાનથી, પળમાં આવે પાર.

માટે ચેતીલે આજ (૨) શોભે શી ઠગણી માયા ડોકમા.
નથી માયામાં સાર (૨) ધાડીશું ત્રિનવું ગણના પોકનાં. મળ્યો.

સુંદર ઘર સારૂ મળ્યું, વાસ કરે જન કોય;
શુદ્ધ તત્વ એળે ગયું; શું ચેત્યો નહિં તોય.

શીદ ગુચાઓરે, પ્યારાજી શીદ ગુચાઓરે,
માણીશું માયાને હરખો છો તનમા.
જુઠ એ જાણોરે; પ્યારાજી મારાજુઠ એ જાણોરે.
માયાના પાસામાં, કાયાને નાહક (૨) કરમળાઓરે...મળ્યો.

જોજે જખના મારતું કરતો કુડાં કામ;
રામનામ સત્ય જાણજે, તે વણ જુઠું ઠામ.

ઝીત કરજે આ વાર (૨) સાચી સુરવિરેની ભક્તિ કોકમાં.
મળી એળે લ્યા જાય.(૨) વિંનવે સ્વામી અટાણે ગોકમાંમળ્યો.

---

ગરબો (૫) રાહ વરસે વરસાદ ઝરમર.

ધરો મનમાંતો અરરર—(૨)
રસનાએ રટો રામ રરરર
છોડો મનની આંટી સરરરર—(૨)
માંથે કાળ ભમે છે કરરર—રેક....ધરો મનમાંતો. (ટેક)

સાખી.

નારાયણ શુભ નામ છે જુઠું જગનું કામ.
દામ મેળવ્યા હામથી પણ નવ પ્રિછયા રામ.
પ્રાણી એવા મુરખ કેમ થઇયે; પ્રભુ પ્રીતે ભજી સુખ લઇએ.
વ્હાલા એક પ્રભુ તણા ગુણ ગાઇએ–રેક....ધરો મનમાંતો.
જુઠું છે સુખ જગતનું જુઠું ધરને ઠામ;
જાંદા જગના સંચથી; નહિ સરશે શુભકામ.
માટે ભજીલે મુરખા ભાવથી રહેજ તરીશ રૂડા નાવથી.
વ્હાલા પ્રાણી તરવાનું છે આ દાવથી—રેક....ધરોમનમાંતો.
માયા છે બહુ કારમી, જાણે સહું સંસાર
વાગભારતી વિનવે, દિન થઇ વારંવાર.
માટે ભુલીશ નહિં તું પ્રાણીયા,
નામ સમરીલે દાવ શુભ જાણીઆ.
વ્હાલા પછી પાછળ થશે ધુળધાણીઆ—રેક....ધરો મનમાં.

---

ગાયન (૬) રાહ બુલબુલની દેશીનો.

પ્રભુ છું બાળ તારો હું, ખરો મમ તાત વ્હાલો તું
રટુ છું નામ પ્યારા હું, ભરૂસો એક તું તું તું....(ટેક)

## સાખી.

શી રીતે આ ભવ મહીં, સ્હેજ સુધારો થાય;
કાયા માયા નવ તજે, તો દુઃખ કયાંથી જાય.
ખરૂ શું સુખ આ ભવનું, સમે નહિં પાપ જે હવનુ
નથી આ દેહની આશા, મળે નહિં સાથ કો ખાશા....પ્રભુજી
સાગરમાં સાચો સગો, હે વ્હાલા મમ તુજ
ભવ દધીમાં તું સત્ય છે, રટણ રહુ પ્રિય હું જ
ખરેખર નાથ છો બેલી, ખરી પળ આવશે છેલી.
મળે નહિં સાથ કો મારો, મળે ત્યાં આશરો ત્હારો..પ્રભુજી
માયા મમતા મોહને, સગુ સંબંધી સાથ;
છેલ્લી પળ જાતા સમે, નહિં આવે કો હાથ.
ખરી પળ પામવી પ્રિતે, તજે કયમ જાણીને ચિતે;
ટળે નહિં તાપ તે પળના, મળે નહિં સાથ કોમળના...પ્રભુજી.
મોટા છો મમનાથજી અરજ સ્વિકારો આજ
વાગભારતી વિનવે, હઈય ધરો શિરતાજ.
તમે પ્રભુ સ્હાયતા કરજો; પ્રભુ મમતાપ સહુ હરજો.
કહુ હું કરૂણાકરી સ્વામી, ધરો ઉર આપ છો નામી....પ્રભુજી.

---

### ગાયન (૭) રાહ. બુલબુલની દેશીનો

અરે આ શી દશા મારી પ્રભુ તારી ગતિ ન્યારી
થયો હું રે દુઃખી ભારી, ગયો ભવ હું બધો હારી.

## સાખી.

જોગી ભોગી સહુ ચહે, શુભ થાવા મમનાથ;
પણ સરિતાથી જે તરે, ભીડે જો ભડબાથ.
અરે હું શું કરૂ સારૂં, થકી ખુલશે ભવિષ્ય મારૂં

ખરે હું આ તર્કે હાર્યો, નથી મધનો મુરખ માર્યો. અરેઆ
મરણ સમય મળશે નહિં, કો મુજને પ્રભુ સાથ.
પુણ્ય પાપના સંચની, દોરી મમ તુજ હાથ.
ફરી આશી મતિ મારી, વરી મુજને આ નાદારી
ચિતે ચિંતા નથી ધારી થકી હું તો ગયો હારી.... અરેઆ
સાગરના શુભ સુખમાં, તરશ્યો પ્રાણી જાય;
બહુ સુખ લેવા ખેળતાં, શંખે હાથ ભરાય.
એવી માયા ગણે પ્યારી, થકી ભકિત જે વિસારી;
ધરી આશા અરે તારી, પછી કયાંથી મળે બારી.... અરેઆ
તોપણ હું છું દાસ જે, હે જગ કેરા રાય
અપરાધો નવ લેખીને કરજે મુજને સ્હાય
નથી કો આશ મન ધારી, ખરી આશા પ્રભુ તારી
રહુ પ્રેમે હું આવારી, શરણ તારે હું મોરારી....... અરે આશી
આશા રાખી આપની, કરીશ તુજથી નાથ
વાગભારતી દાસ કેહે ગ્રહણ કરજે હાથ.
અજાયબ છે પ્રભુ શકિત, જાણે નહી કોઇએ યુકિત.
ધરી આશા કરે ભકિત, જનો તેને તું દે મુકિત..... અરેઆશી
સમાપ્ત.